## સ્વજ્ઞાતિ પ્રિય બંધુઓ,

**ઉત્તરપ્રાંતના મહેરબાન કમીશનર** સાહેબ બહાદુરનો કીમતી લેખ તથા પાટીદાર જ્ઞાતમાં જુદે જુદે પ્રસંગે થએલા ઠરાવોના સંગ્રહની એક નકલ કેટલાક સદ્‌ગૃહસ્થો તરફથી મને મોકલવામાં આવી તે ઉપરથી આપણી જ્ઞાતિના ખર્ચ વગેરેમાં જે સુધારો કરવાનો મને યોગ્ય લાગે છે તે આપની રૂબરૂ જાહેર કરવા રજા લઉં છું, તેમાંથી આપને જે પસંદ પડે તેજ માત્ર કૃપા કરી લક્ષમાં લેશો.

મુંબઈ ઈલાકામાં અને તેમાં મુખ્યત્વે કરીને ગુજરાતમાં ઘણી જ્ઞાતીના લોકની વસ્તીછે. તે દરેક જ્ઞાતીમાં પાટીદાર જ્ઞાતીજ સ્વતંત્ર છે, તો તેમનો ઉદ્યમ સ્વતંત્ર હોય. તેમાં નવાઈ શી? પાટીદારને પોતાની કમાણી માટે માત્ર પરમકૃપાળુ ઇશ્વરની મહેરબાની અને પોતાની જાત મહેનત ઉપર આધાર રાખવાનો છે, અને બીજી વસ્તી ઘણુંકરીને પાટીદાર ઉપર આધાર રાખેછે. પાટીદાર માંહેનો ઘણો ભાગ ખેડુત વર્ગમાં છે, અને એ વર્ગ ઉપર મોટી મોટી સરકાર પણ અનાદિકાળથી આધાર રાખતી આવી છે. આપણી માયાળુ મહારાણીજીની સરકારનો પણ ઘણુંકરીને ખેડુ વર્ગ ઉપર આધાર છે; એટલે પાટીદાર રાજસ્થંભ છે એમ કહીએ તો ચાલે. સ્થંભ જો નબળો થતો જાય તો ઇમારતને નુકશાન થવાનો સંભવ છે, માટે સ્થંભ મજબુત રાખવા સારૂ દરેક સમજુ માણુસે સંભાળ રાખવાની જરૂર છે.

અનુભવથી આપણે જોઇએ છીએ કે પાટીદાર સ્વતંત્ર છે, તેમનો ઉદ્યમ સ્વતંત્ર છે, સરકારે તથા દયાળુ પરમેશ્વરે તેમના ઉપર કૃપા કરી તેમને સ્વતંત્ર રહેવાનાં સાધન આપ્યાં છે, તે છતાં ઘણા ખરા પાટીદાર પોતાના દીલમાં વિચારી જોશે તો તેમને તેમની સ્થિતિ જુદાજ પ્રકારની માલમ પડશે. તેમને બીજી જ્ઞાતિની સ્થીતિની અદેખાઇ આવ્યા વગર રહેશે નહિ, અને જરા બારિકીથી વિચાર કરશે તો તેમને એમ સાફ સમજાશે કે પાટીદારની સ્થીતિ દિન પ્રતિદિન નબળી થતી જાયછે. માટે તેને સુધારવા ઉપર લક્ષ આપવાની તથા મહેરબાન શેપર્ડસાહેબ સૂચના કરે છે તે ઉપર અંતઃકરણથી મન લગાડવાની જરૂર છે.

પાટીદાર સ્વતંત્ર છે છતાં તેમને નાણા તરફના સુખને માટે ઘણુંકરીને વાણીઆ, બ્રાહ્મણ વગેરે અન્ય જ્ઞાતી ઉપર આધાર રાખવો પડે છે. મારૂં કહેવું એમ નથી કે દરેક જણ તેવી સ્થીતિમાં છે, પણ જ્યારે મોટી વસ્તીનો ઘણો ભાગ તેવો હોય ત્યારે તે ઘણુંકરીને બધાને લાગુ પડે.

પાટીદારનો મોટો આધાર જમીન ઉપર છે. આપણા ભાગની જમીન કેવળ ચોખ્ખી છે. તેમાં જંગલ કે ખરાબા બિલકુલ નથી તેથી તે પોતાની મર્યાદામાં હવે બિલકુલ વધવાનો સંભવ નથી તે છતાં ઈશ્વરકૃપાથી પાટીદારની વસ્તીમાં વધારો થતો જાયછે એટલે થોડી જમીનમાં ઘણા ઘણા ભાગ પડતા જાય છે. એક અમુક ચીજના નાના નાના ભાગ પડી જવાથી તે ચીજ આપણો વજ્ઞો સાચવી શકે તેવી સ્થિતિમાં રહેવાનો સંભવ ઘણો થોડો છે. માટે એ ચીજ આપણા હાથમાંથી જાય ત્યાર પહેલાં આપણી સ્થીતિ બીજી રીતે સુધારવાનો પ્રયત્ન કરવો એ આપણું કર્તવ્ય છે.

સ્થીતિ સુધારવાના બે માર્ગ છે—એક સારો વિદ્યાભ્યાસ કરી ઉત્તમ પ્રકારનો ઉદ્યમ લઈ બેસવું, અને બીજો આપણી પરાપૂર્વથી ચાલતી આવેલી રૂઢીઓમાં સમયને અનુસરીને ઘટતો ફેરફાર કરવો.

નામદાર અંગ્રેજ સરકારે તથા ગાયકવાડ સરકારે કૃપા કરી ઘણુંકરીને જોઈએ તેટલી અને જોઈએ તેવી નાની મોટી શાળાઓ દરેક સ્થળે સ્થાપીને આપણને વિદ્યાભ્યાસ કરવાનું બારૂં ઉઘાડી આપ્યું છે. એ બક્ષીસનો આપણામાંથી કેટલાક થોડો થોડો લાભ લેવા શીખ્યા છે અને ઇશ્વર કૃપા જારી રહેશે તો થોડે દહાડે ઘણા જણ તેનો સારો લાભ લેશે.

ઘણુંકરીને દરેક માણસને પોતાની રહેણીકરણીમાં શી ખામી છે તે સમજાતું નથી. માણસની પીઠે શી નીશાની છે તે તેના જોવામાં આવતી નથી એટલે પોતાની ભુલ પોતાને સમજાતી નથી. વળી દરેક માણસ માનનો સ્વાભાવિક ભુખ્યો હોય છે. દરેક સમજુ કે અણસમજુ માણસ માન મળવાથી ફુલાઈ જઇ ભુલાવો ખાય છે. અને માનની ખાતર કોઈ રૂઢી કઢંગી હોય તોપણ તેને વળગી રહે છે. વળી પરસ્પરસ અભિમાન એવું પ્રબળ હોય છે કે તે દરેક માણસને આંધળો બનાવી દેછે. માટે દરેક જણે આપણી હાલની સ્થીતિનો વિચાર કરવો જોઈએ. જે ત્રાહિત પુરૂષો તમને ભેગા કરી જે વાત કહે છે તેમાં તેમનો ખાનગી સ્વાર્થ કેટલો છે અને તમારૂં હિત કેટલું છે તેનો વિચાર કરવો. આપણી રૂઢીઓ જ્યારે દાખલ થઇ ત્યારે તે જરૂર જાણીને દાખલ કરી હશે. પણ તે દાખલ કરનારે એવો વિચાર નહિ કર્યો હોય કે આપણે તેનો ગેરઉપયોગ કરીશું. વહાણનો બનાવનાર એમ કદાપિ નહિ ધારે કે વહાણવટી મૂર્ખ બની જાણી જોઈને તેને ખરાબે ચડાવશે અને તે માંહેના હજારો જીવને જોખમમાં નાખશે. દરેક વસ્તુનો અંત હોય છે. દરેક વસ્તુ ઉપર કાળની અસર થાયછે. અને

સમય બદલાય તેમ તેમાં ફેરફાર થવાનો સંભવ છે. જો ફેરફાર સારો થાય તો તેમાં લાભ છે અને ખોટો થાય તો નુકશાન છે. એ નીયમને આધારે જોતાં આપણી રૂઢીઓ આડે માર્ગે ગઇ છે એવું અનુભવથી સિદ્ધ થાય છે. માટે તેને ખરા રસ્તા ઉપર મુકવાની જરૂર છે. આપણી રૂઢીઓ બગડવા લાગી છે એવું આજથી વીશ વરસ ઉપર તમને બધાને સમજાવ્યું હતું અને તે ઉપરથી આપણા પરમસ્નેહીભાઇ શંકરભાઇ તળસીભાઇના પ્રયાસથી આપણા શુભેચ્છકોએ એકવાર એકઠા મળી કાંઇક સુધારો કરવા ઇચ્છયું હતું પણ વંશજોના કમનસીબે તેની અસર ઝાઝા દહાડા રહી નહિ. બલકે તે રૂઢીઓ આડે માર્ગે એટલી પ્રબળ થઇ કે આજે તમારે બધાને ફરીથી તસ્દી લેવાનો વખત આવ્યો.

જો સંવત ૧૯૨૫ નો ઠરાવ દૃઢપણે અમલમાં આવ્યો હોત તો આજ સુધીમાં પાટીદાર પૈસે ટકે કેવા સુખી થયા હોત તે કહી શકાતું નથી. વળી પાટીદારની હાલની વસ્તીમાં જુદાં જુદાં કારણોને લીધે ઘણોજ વધારો થયો હોત એ નીઃસંશય છે. એટલુંજ નહિ પણ પૈસે ટકે સુખી હોવાથી જનસમુહમાં પાટીદાર હાલના કરતાં વધારે માન ધરાવતા હોત એમ કહેતાં મને જરા પણ હરકત જણાતી નથી કેમકે—

**यस्यास्ति वित्तं स नरः कुलीनः**
**स पण्डितः स श्रुतिमान् गुणज्ञः।**
**स एव वक्ता स च दर्शनीयः**
**सर्वे गुणाः काञ्चनमाश्रयन्ते॥**

પૈસો એજ **માણસાઇ** છે અને તેજ **કુળ** છે, એજ માણસની **પંડિતાઇ** છે, એજ **જ્ઞાનવાન** અને એજ **ગુણવાન** છે, એજ તેનું **સુભાષિતપણું** છે, અને એજ **પુજ્ય** અને એજ ધર્મસિંધુ છે, મતલબ કે સર્વ પ્રકારના ગુણ કાંચનમાં રહેલા છે. પૈસો જેને શાસ્ત્રે પણ મોટો ગણેલો છે, લોકોમાં તે મોટો મનાયો છે, પૈસાને માટે લોક લડાઇમાં મરવા જાય છે, પૈસા માટે ખાણોમાં ઉતરી જીવનું જોખમ વોહોરે છે, પૈસાને માટે લોક દરીઓ ખેડે છે, અને પૈસાને માટે લોક અનેક પ્રકારે જીવસટ્ટાના કામ કરે છે તે પૈસો વાપરતાં કે ખરચતાં વિવેક કેમ નહી હોવો જોઇએ ! એવો પરાકાષ્ટે મેળવેલો પૈસો સાચવવા કેમ પ્રયાસ નહીં કરવો જોઇએ ? એતો નક્કી છે કે કોઇ પૈસો નાખી દેતું નથી. કોઇ કોઇને કાંઈ આપી દેતું નથી.

પણ એટલું તો ખરૂંજ કે આપણા ખર્ચમાં વિવેક નથી. વિવેક વગર માણસ પાયમાલ થઈ જાય છે અને જેમ જેમ અવિવેક વધતો જશે તેમ તેમ ખુવારીનું જોર વધશે અને આખર એવો વખત આવશે કે સારીપેઠે પસ્તાવું પડશે. માટે દરેક માણસે પ્રથમથી ચેતવું જોઇએ.

મારૂં એમ કહેવું નથી કે તમે તમારૂં ખર્ચ એવી રીતે કમી કરો કે તેથી તમારો વભો અથવા મોટાઈનો નાશ થાય. પણ મારૂં એટલું કહેવું છે કે, તમારો વભો અથવા મોટાઇ **હમેશાં નભી શકે** તેવી રીતે ખર્ચ કરો એટલે તમારા ખર્ચની મર્યાદા રાખો. તમે જેવાં અઢળક ખર્ચ કરોછો અને તમારાં ખરચ જે પ્રમાણમાં વધતાં જાય છે તે વધતા પ્રમાણમાં તમારા વંશજો ખર્ચ કરી શકશે કે નહીં તથા તમારા ખર્ચનું માન ટકાવી શકી પોતે સુખી થશે કે નહિ તેનો તમારે વિચાર કરવાની જરૂર છે. તમે ખર્ચ વધારતા જાઓછો તે તમારા પૌત્રો ટકાવી નહિ શકે અને પાયમાલ થઈ દુઃખી થશે તેમાં શો લાભ છે તેનો વિચાર કરવાની જરૂર છે.

જેમ સગા ભાઇ, પીત્રાઇ ભાઇ કે ગામના કે પરગામના નાતીલાનો દાખલો લઇ ખર્ચ કરવામાં આપણે પતંગીઆની પેઠે ઝંપલાઈ પડીએ છીએ તેમ આપણા પડોશી વિવેકી વાણીઆ બ્રાહ્મણ વગેરેનો દાખલો લઈ ખર્ચ કમી કરવાનો વિચાર નથી કરતા તેમાં આપણું શું ડહાપણ ગણાયછે? જે લોકો આપણા ઉડાઉપણાનો લાભ લઇ આપણને ઓશીઆળા રાખે છે, તથા આપણાં અમુક પ્રસંગે વખાણ કરી પાછળથી મશ્કરી કરે છે તેમની હરિફાઇ કરવા શા માટે આપણે તૈયાર ન થવું જોઇએ!

ઘણા એમ કહે છે કે આપણું ખર્ચ ઉડાઉ છે અને હું પણ કહું છું કે આપણું ખર્ચ અવિવેકી છે. મને એમ લાગે છે કે એક સાધારણ પણ સારી અને જાથુની કમાઇના એક પાટીદારના ખર્ચનો દાખલો આપી એ વાત હું સાબીત કરવા મહેનત કરૂં તો તે ઉપર આપ મુરબીઓનું લક્ષ જાય. હું દર વરસે પાંચસેં રૂપીઆની રોકડ કમાઇ હોય તેવા એક ૨૭ વરસના સાધારણ કુળના પાટીદારનો દાખલો આપું છું તથા તેના ખર્ચનો આંકડો તારવી નીચે લખ્યું છે.

**બાપની ઉમર વરસ ૨૭. દીકરીનીઉમર વરસ ૧૧.**

**૧૧ મે વરસે દીકરી પરણાવતાં થતું ખર્ચ.**

પેઠણ વગેરે... ... ... ... ... ... ... ...૩૭૫૦

કુટુંબ તથા જાન વગેરેનું ખાધા ખર્ચ. ... ... ... ૫૦૦

લગ્ન પ્રસંગે નાનું નાનું ઘરેણું તથા કપડાં ખર્ચ તથા બેન
ભાણેજ વગેરેને આપવાનું ખર્ચ. ... ... ... ...૨૦૦
લગ્ન થતા સુધીમાં માટલી ખર્ચ. ... ... ... ...૫૦
બે વરસનું વ્યાજ. ૧૮૫

**પહેલું આણું.** (ત્રીજા વરસ પછી.) ——૧૬૮૫
કન્યાનું ચુડા સહીત ઘરેણું. ... ... ... ... ...૩૫૦૦
કોથળો. ... ... ... ... ... ... ... ...૩ ૫૦
લુગડાં (વસવાયાં સાથે)... ... ... ... ... ...૩૩૦૦
ચાંલ્લો... ... ... ... ... ... ... ...૩ ૫૦
બારસો તથા સેલું પાઘડી આ વખત સુધીમાં ... ... ૩ ૨૫
આજ સુધી માટલીઓના જણુસો સાથે... ... ... ૩ ૫૦
પરચુરણ પાટીદારી રીત પ્રમાણે કનડગતના... ... ૩ ૫૦
વડ વેવાઈ, વડ વેવાંણ,વેવાઈ, વેવાણ, જેઠ, દીએર, કાકા
સસરા, કાકી સાસુઓ, ફોઇજી, મોસાળ પક્ષના અબાબ... ૩૩૦૦ ૧૩૨૫

૩૦૧૦
વ્યાજના... ... ... ... ... ... ... ... ... ૩ ૧૮૦

**બીજું આણું.** (પરણ્યા પછી ચોથે વરસે)
લુગડાં માટલી વગેરે પરચુરણ ... ... ... ... ... ૩ ૫૦
બીજી વારનો ચાંલ્લો વગેરે... ... ... ૩ ૨૫ ૭૫

૩૨૬૫
વ્યાજના... ... ... ... ... ... ... ... ૨૦૦

**જીઆયણું.** (દીકરીની ઉમરના સતરમે વરસે).
ભાણેજને ઘરેણું તથા દીકરીને લુગડાં... ... ... ૧૭૫ ૧૭૫

૩૬૪૦
વ્યાજના... ... ... ... ... ... ... ... ... ... ૨૧૮

**જુવારૂં.** (શક્તિ પ્રમાણે અઢારમે વરસે). ૧૦૦ ૧૦૦

૩૯૫૮
વ્યાજના... ... ... ... ... ... ... ... ... ... ૨૩૭

૪૧૯૫

| | |
|---|---|
| રૂ. ૪૧૯૫) ના બાકીના ૨૧ વર્ષના વ્યાજ સાથે...... ...... | ૧૪૧૭૫ |
| ઉભય પક્ષનાં ઘરડાં વડવેવાઇ વેવાણુ અને બીજાં થોડાંકના મરણુ પ્રસંગે અપાતાં સેલાં પાઘડી તથા બીજા પરચુરણુ દીકરી ૩૦ વરસની થાય ત્યાર સુધીંગાં... ... ... ... ... | ૧૫૦ |
| રૂ ૧૫૦ નું વરસ ૯ નું વ્યાજ... ... ... ... ... ...... | ૯૦ |
| અઢારમા વરસથી ચાળીશમા વરસ સુધી દીકરી વગેરેનાં કપડાં દરસાલ રૂ ૧૫) લેખે વરસ ૨૨ ના વ્યાજ સાથે...... ... | ૬૫૫ |
| સોળમે વરસે દીકરીને દીકરી અને અઢારમે વરસે દીકરો અવતરે તે બેઉને પરણાવતી વખતે મોસાળાના વ્યાજ સાથે ... | ૩૦૦ |
| કન્યાના બાપને ઘેર દીકરો કે દીકરી પરણે ત્યારે જમાઈને કરેલો ચાંલો તથા તેનું વ્યાજ.... ... ... ... ... ... | રૂ ૧૨૦ |
| | કુલ ૧૫૪૯૮ |

ઘણા એમ કહેશે કે ઉપરના બધા આંકડા ખરા નથી, એ પ્રમાણે કોઇ લેતું દેતું નથી, પણ એવા દાખલા મેં ઘણા જોયા છે ને ઘણા જણની ભાંજગડો થતી પણ મેં જોઇ છે. દરેક જણને એટલીબધી રકમ આપવી પડતી નથી એ વાત ખરી છે પણ જે સ્થીતિના માણસનો દાખલો મેં આપ્યો છે તેવા માણસને જ્યારે આવડી રકમ ખર્ચવી પડે છે ત્યારે તેના કરતાં ઉતરતા દરજ્જાના માણસને તેના પ્રમાણમાં કેટલું આપવું પડતું હશે તેનો વિચાર કરવો જોઇએ. દીકરીના બાપનું જેમ કુળ હલકું અને તેનો સસરો કુળમાં ચડતો તેમ ખરચ વધારે થાય છે એ નક્કી છે. પછી તે આપનાર લેનારની ધનસ્થીતિ ઉપર આધાર રાખે છે.

હવે એ માણસની આવકનો વિચાર કરીએ. દર વરસે એને રૂ. ૫૦૦) કમાઇ થાય તો તેને ખાધા ખર્ચ અને સાધારણ લુગડાં ખર્ચના સ્વાભાવિક રીતે ઓછામાં ઓછા ત્રણસેં રૂપીઆ જોઇએ, તે જતાં તેને વરસ દહાડે માઠા બસો રૂપીઆ સીલક રહે. તે જો બાપદાદાનું દેવું હોય તો તે આપવામાં ખલાસ થાય, પણ આપણે જેને દેવું નથી તેવા માણસની વાત કરીએ છીએ એટલે તેને બસો રૂપીઆ ચોખ્ખા બચેછે એમ માની લેવું જોઈએ.

એ માણસ ચોવીશ વરસથી કમાતો થાય એવું આપણે માનીએ અને તે દિવસથી તે તેની ૫૫ વરસની ઉમર સુધી એને સરેરાશ રૂ. ૫૦૦) પડે છે એમ માનીને આંકડા લઇએ તો સરેરાશ પાંચસોની કમાણી ઓછી નથી; કેમકે માણસ નાનપણથી કમાવા માંડે તેજ વખતે તેને એટ-

લા રૂપીઆ મળતા નથી. જેમ ઉમર વધે છે તેમ ખર્ચ પણ વધે છે અને કમાણી પણ વધે છે, તોપણ ખર્ચ કરતાં કમાણી વધારે વધે છે એમ ગણીને આ પ્રમાણ લીધું છે. એમ ગણતાં જો એને બીજું ખર્ચ બીલકુલ આવે નહિ તો એની પાસે ફક્ત ત્રીશ વરસના વધારાનાજ રૂ. ૬૦૦૦) થાય અને તે જો એને વખતે વખતે વ્યાજે મુકવાનો પ્રસંગ આવે તો વધીને રૂ.૧૨૦૦૦) થાય એ નિઃશંસય છે. પરંતુ દીકરીના બાપને નાતના રીવાજ પ્રમાણે તે રૂપીઆ વ્યાજે મૂકવાનો વખત આવતોજ નથી. થોડો ઘણો બચાવ થયો કે તે તથા બીજા કરજે કાઢી ખર્ચવાનો વખત તેને આંગણે ઉભોજ હોય છે. વાણીઆ બ્રાહ્મણ આટલી રકમમાંથી પોતાનાં વ્યવહારિક ખર્ચ કાઢે છે અને બચાવ પણ કરે છે. પણ આપણે તેમ કરી શકતા નથી. તોપણ આવી સારી કમાણીવાળાને દીકરી પાછળ તથા બીજી બાબતોમાં ખર્ચનો આપણે આંકડો કાઢયો છે તેમાં એ ઉપજ સારી મદદ કરે છે એટલે એ રકમ તેના ૫૫ વરસ આખરના એકંદર ખર્ચમાંથી બાદ કરીએ તોપણ એક દીકરીવાળાને ઘડપણમાં રૂ.૭૫૦૦)નું દેવું પોતાના દીકરાને વારસામાં આપવું પડે છે. કમનશીબે જો એકને બદલે બે દીકરીઓ હોય તો તેને કેટલી હરકત બેઠવી પડે તે એથી સહજ જણાઈ આવે એટલા માટે ઉપરનો અડસટ્ટો કાઢી બતાવ્યો છે.

જો દીકરીઓ પરણાવતાં અને મરણ પાછળ ક્રિયા ખર્ચ કરતાં આપણામાં ખર્ચની કાંઇ પણ હદ હોય તો દર વરસે ત્રણસો રૂપીયા જેવી સારી રકમ ખરચી સારૂં સુખ ભોગવી કરજદાર નહિ થતાં એ થોડી ઘણી મુડીવાળો થાય તેમ છે, અને એ પ્રમાણે સૌને ચાલવાનું હોય તો આપણે બધા ભાઈ કેવા સુખી થઇએ ?

એક દીકરીજ માત્ર હોય છે તેને પોતાની ૫૫ વરસની ઉમરમાં આટલું બધું ખરચ થાયછે તોપણ તે એકદમ જણાઇ આવતું નથી કેમકે તે જુદે જુદે પ્રસંગે અને પોતાની ઉમરના જુદા જુદા ભાગમાં થાય છે. વળી તે કડકે કડકે થાય છે એટલે એટલી મોટી રકમ તેને કાઢવી પડતી નથી; પણ એટલું તો સાફ સમજાય તેવું છે કે એટલી રકમ પુરી કરવાને તે પોતાની બધી કમાણી તેમાં ખરચી દેવી પડે છે, વખતે કરજ કરવું પડે છે, અને તે પાછળ જે વ્યાજ ચડે છે તે થોડે થોડે અપાય છે. કેટલીકવાર ઘર ખેતર પણ પારકાં કરવાં પડે છે. બાપદાદાની સ્થાવર મિલકત વારસામાં મળી હોય છે તે પોતાનાં છોકરાંને વારસામાં આપી જવાને બ-

હલે તેમને દેવું સોંપવામાં આવે છે, અથવા મિલકત વગરના મુકવા પડે છે. તેમની સ્થીતિ પછી ધીમે ધીમે બગડતી જાય છે અને તે આખરે કેટલેક કાળે ગરીબાવસ્થામાં આવી કશા લેખામાં રહેતા નથી. હાલ જેને ગરીબ સ્થીતિમાં દેખીએ છીએ તેની બે ત્રણ આગલી પેઢીઓની તપાસ કરીશું તો આપણને માલમ પડશે કે તેઓ હાલ જેવા છે તેવા છેક નિ-ર્ધન નહોતા, પણ ખર્ચેગાં ને ખર્ચમાં તેઓ છેક તણાઈ ગયા છે.

દરેક માણસને એકલી દીકરી પાછળજ માત્ર ખર્ચ કરવાનું હોતું નથી પરંતુ તેને બીજાં ઘણાં ખર્ચ હોય છે પણ તે નાની નાની રકમોનાં હો-વાથી જણાતાં નથી. પોતાનાં બેન ભાણેજનાં ખર્ચ થોડાં ઘણાં પણ ઉ-ભાં હોય છે. એજ ૫૫ વરસના માણસને એકજ બેન હોય ને તેને પો-તાની ૨૭ વરસની ઉમરથી લુગડાં લત્તાંનું થોડું ઘણું પણ ખર્ચ કરવાનું હોય તો ભાણેજાં સાથે દર વરસે, ઓછામાં ઓછા સરેરાશ દશ રૂપીઆ ખર્ચવા પડે. એ રકમ તેની અઠાવીશ વરસની કારકીર્દીમાં રૂ. ૨૮૦)થાય છે અને તેનું વ્યાજ ગણીએ તો વ્યાજ સાથે લગભગ ૭૦૦) થઇ જાય.

વળી સગામાં કેટલાક વ્યવહાર સાચવવા પડે છે, કેટલાકને ત્યાં ચાં-લ્લા કરવા પડે છે, કેટલુંક કાણુમોકાણુમાં ખર્ચ કરવું પડે છે, કેટલીક ચી-ઠીઓના પૈસા આપવા પડે છે, કેટલીકવાર સગાંની દીકરી જમાઇને આપ-વું પડે છે, કેટલીવાર સગાંનાં સગાંને મેમાન તરીકે ગણી ખર્ચમાં આવ-વું પડે છે. આ ખર્ચ બધાને હોતું નથી પણ તે ઘણાખરાને તો હોયછેજ. માટે તેની સરેરાશ લઇએ તો તેના ઓછામાં ઓછા આઠ રૂપીઆ આવે છે અને તે નાની સરખી રકમનો બોજો એ માણસને અઠાવીશ વરસે વ્યાજ સાથે લગભગ રૂ. ૬૦૦) થાય છે.

આપણા લોકો ઘણુંકરીને દેખાદેખી ખર્ચ કરવામાં ઘણીવાર ભમતે ભરાય છે. કોઈ સારી સ્થીતિવાળો ગૃહસ્થ ગામ કરે તો તેના કરતાં ઉત-રતી સ્થીતિવાળો અથવા તેના પાગઠીઆ તેવુંજ ખર્ચ કરવા અને કરાવવા તૈયાર થાય છે. કેટલેક ઠેકાણે તડ હોય છે અને ઘણા જણ એક તડ કર-તા હોય અને તે વડે ચાલતું હોય તો તેમાંનો એક મોટાઇ લેવા બે ચાર તડ કરવા તૈયાર થાય છે અને તેનું ખર્ચ કરી પોતે ખરાબ થાય છે. તેન ભાઈઓ તેમને ત્યાં પ્રસંગ આવવાથી તેનો દાખલો લે છે અને ઘણીવા પોતાની શક્તિ નહિ છતાં ખર્ચમાં આવી પડે છે. જેની શક્તિ હોય તેણ ખર્ચ કરતાં પ્રથમ પોતાના ભાઇઓની શક્તિનો વિચાર કરવો જોઇએ. પો

તે શક્તિવાળો હોય તે છતાં ખર્ચ ન કરે તો પછી બીજાને તણાઇ મરવું પડે નહિ એટલુંજ નહિ પણ એને પૈસા ખર્ચ કરવાની શક્તિ હોય એટલે એને મેહેણું ખાવાનું પણ હોતું નથી.

આ ફક્ત એક દીકરી અને એક બેન તથા તેનાં ગણતરી ભાણેજાંના ખર્ચનો દાખલો આપતાં બેન દીકરી તરફના ૫૫ વરસની ઉમરમાં રૂ ૧૩૦૦) ખર્ચ થયા. પણ તે એટલેથી અટકતું નથી. કેમકે એને તે દરમ્યાન બીજું મહાભારત ખર્ચ આવી ચડે છે. પંચાવન વરસની ઉમરના ઘણા ખરા માણસોનાં માબાપ ગુજરી ગયાં હોય છે અને તેમની પાછળ તેને ક્રિયા ખર્ચ કરવું પડે છે. ઘરડાં મરે તે વિવાહ સરખું ગણાય છે તેથી તેમનું ખર્ચ પણ વિવાહ સરખું કરવું પડે છે. એ વખતે એકલું ભોજન ખર્ચજ હોતું નથી પણ બેન દીકરીઓને બારસો, જમાઈઓને સેલાં પાઘડી, ગોરને સજ્જાઓ, ઘર આગળ આવેલા સગાંની મેમાનગત ખર્ચ, ઘાસ, દાણા, તમાકુ, અફીણ વગેરે જુના રીવાજ પ્રમાણે કરવું પડે છે. અલબત આપણે ઘેર મેમાન આવે તેની આગતા સ્વાગતા કરવી એ આપણી મુખ્ય ફરજ છે. હું નથી કહેતો કે તેમ કરવામાં કાંઇ વાંધો લેવા સરખું છે. મેમાનગતમાં પાટીદાર માત્રની મોટાઇ છે, તેને માટે તે પૃથ્વી ઉપર પ્રખ્યાત થયા છે, તેને માટેજ તે આબરૂદાર ગણાયા છે, અને તેને માટેજ તે બીજાઓ કરતાં ચડીઆતા ગણાય છે. આ તેમનો મોટો વિવેક છે અને એ વિવેક ઘણી થોડીજ નાતોમાં જોવામાં આવે છે. દરેક કોમના લોકોની ખાતરી કરી આપી છે કે તેમની મેમાનગત કરવાની રીત એટલી તો વખાણવા લાયક છે કે તેની બરોબરી કરનાર બીજી ઘણી થોડી નાતો હશે. હું તો માત્ર આ જગાએ ખર્ચ ભેગું ખર્ચ ગણાવવા સારૂજ એ વાત કરૂં છું. બીજા મેમાનગત કરતા હોય કે નહિ તોપણ આપણે તો આપણી શક્તિ પ્રમાણે કરવીજ જોઇએ. આ પ્રસંગના એટલે મા બાપના ક્રિયા ખર્ચ ઉપર જેનો દાખલો આપ્યો છે એવા સાધારણ કુટુંબવાળાને હાલના લખલૂટ ખર્ચના રીવાજ પ્રમાણે બધા મળીને ઓછામાં ઓછા રૂ. ૧૫૦૦) ખર્ચ થાય છે. આ મોટી રકમ એકદમ દેખાતી નથી પણ તેની નાની વિગત મુકીને મા તથા બાપની ક્રિયા ખર્ચનો બાર મહિને સરવાળો કરીએ તો જરૂર એટલી રકમ થાય છે. આપણે ઘણીવાર એમ કહીએ છીએ કે ઘાસ, દાણા, તમાકુ, બળતણ વગેરેનું ખર્ચ આપણે ગણવું નહિ જોઇએ કેમકે આપણે તે વેચાતું લાવતા નથી. પણ મારા સમજવા

પ્રમાણે આમ કહેવું ભૂલ ભરેલું છે, કેમકે જો તે આપણે વેચાતું લાવીએ તો ખર્ચ થાય કે નહિ અથવા જો તે આપણે વેચીએ તો તેની કીમત ઉપજે કે નહિ તેનો વિચાર અવશ્ય કરવો જોઇએ. આ પંદરસો રૂપીઆની મોટી રકમનું જો આઠ આના લેખે ઓછામાં ઓછું પંદર વરસનું વ્યાજ ગણીએ તો તેના રૂ. ૨૦૭૫ ) થાય, અને તે ક્રીયા ખર્ચની અસલ રકમ રૂ. ૧૫૦૦) સાથે મેળવી એ તો રૂ. ૩૫૭૫) થાય છે.

આ સિવાય બીજાં ઘણાં નાનાં નાનાં ખરચ હોય છે તેની કાંઇ દરકાર નહિ કરતાં ઉપર કહેલા ગૃહસ્થને તેની ૫૫ વરસની ઉમરમાં કેટલું ખર્ચ કરવું પડયું તેનો વ્યાજ સાથે આપણે એકંદર આંકડો મુકીએ. આ વ્યાજ અને ખરચનો અડસટ્ટોજ છે તેથી એમાં વધઘટ થવાનો સંભવ છે. તો પણ એક અડસટ્ટો કાઢવાની ખાતર આપણે તેને ખરો માનીએ અને તે ઉપર વિચાર કરીએ.

| | |
|---|---|
| પોતાની દીકરી પાછળ.— | ૧૫૪૯૦ |
| બેન પાછળ.— | ૭૦૦ |
| માબાપના ક્રિયા ખર્ચ પાછળ.— | ૩૫૭૫ |
| બીજા વ્યવહારના.— | ૬૦૦ |
| | ૧૯૬૬૫ |

ઉપર એ માણસની ૫૫ વરસની ઉમરમાં એકંદર આવકનો છ આનાના વ્યાજ સાથે રૂ. ૧૨૦૦૦ ) બતાવેલો છે. કમાણી ઉપર છ આના વ્યાજ ગણ્યું છે, અને ખર્ચ ઉપર આઠ આના ગણેલું છે તેનું કારણ દરેક જણના સમજવામાં આવશે, કેમકે બેઉ શાહુકારી વ્યાજ છે. હવે કુલ ખર્ચમાંથી ઉપજ બાદ કરીએ તો એ માણસને ૫૫ વરસે છોકરાને વારસામાં રૂ. ૭૬૬૫) દેવું આપવું પડે છે. એક દીકરી પરણાવી અને બીજાં સાધારણ ખર્ચ કાઢી આટલું બધું દેવું કરેલું આપણા જોવામાં આવતું નથી તેથી એ વાત કેવળ અસંભવિત લાગે છે, પણ વાસ્તવિક રીતે જોતાં તે તેમ નથી, કેમકે જ્યારે નાણાંની જરૂર પડે છે ત્યારે આપણે આપણી જમીન કાઢીએ છીએ, ઢોર કાઢીએ છીએ અને આપણી થોડી ઘણી આવકમાંથી દેવું અદા કરતા જઇએ છીએ તેથી મોટા વ્યાજના ઘોડા અટકે છે. વળી એમ પણ કરીએ છીએ કે જો દીકરાની પૈઠણ આવતી હોય છે તો તે જેટલી ઉસરડાય તેટલી ઉસરડી તે વડે કરજ આપી દઇ આપણા દીકરાના સસરાને દેવાદાર કરીએ છીએ, અથવા દીકરી વળાવતી વ

ખત દીકરાની વહુનું અને દીકરીની માનું ઘરેણુંગાઠું અને લુગડું લતું વાપરીને કામ કાઢીએ છીએ. પણ પરિણામે ઠામના ઠામ બેસીએ છીએ. જ્યારે આવી સારી કમાણીના માણસને મીઆં તુરઃ અને લેખાં પુરાં સરખું થાય ત્યારે જે બિચારો મહા મુશીબતે ગુજરાન જોગું કમાતો હશે ને ભાઇઓમાં તમાચો મારી મોં રાતું રાખી ફરતો હશે તેની શી વલેહ થતી હશે તે સમજાતું નથી.

નાત શિરસ્તા પ્રમાણે જમણવારો અને બીજાં લખલૂટ ખર્ચ લોકોને કરવાની ફરજ પડે છે. દહાડે દહાડે ઉદ્યમ રોજગાર ઘટે છે, નાત જાતને લગતાં ખરચ વધતાં જાય છે. આપણી નાતમાં પહેલાં લુલીયું થતું તેને બદલે હાલ ખાંડ સાકર વપરાવા લાગી છે. આ ખર્ચ ફક્ત આપણીજ નાતમાં વધ્યું છે એમ નથી પણ તે બધી જાતોમાં વધતુંજ જાય છે. અલબત જેમ જેમ માણસો સુધારાપર આવતા જાય અને તેમની રહેણીકરણીમાં જેમ ફેરફાર થતો જાય તેમ તેમના મોજશોખમાં ફેરફાર થાય એમાં નવાઇ નથી પણ તેને કાંઇક હદ હોવી જોઇએ. માણસ જો પોતાની ગુંજાસ પ્રમાણે ખર્ચ કરે તો તેમાં જરા પણ વાંધો લેવા જેવું નથી. પરંતુ આપણામાં કોઇપણ જાતની હદ રહી નથી. તેમ શક્તિ ન હોય તો ગમે તો ઉધાર લાવીને, ઘર કે જમીન ગીરો મુકીને કે પછી ઘરેણું ગીરો મુકીને ખર્ચ કરવાનો રીવાજ પડી ગયો છે. માબાપનો દહાડો કરવાનું ફરી ફરીને આવવાનું નથી તથા એ વખતે ખર્ચ કરીને નામના મેળવવાનો પ્રસંગ વારે વારે આવનાર નથી માટે આગળ ઉપર ગમે તે થાય તોપણ એ ખર્ચ તો કરવુંજ એવી આપણા લોકોની સમજ છે. બાપદાદાએ આગળ મોટાં ખર્ચ કર્યાં છે, અથવા ફલાણા બાપાના દીકરાએ આટલું બધું ખર્ચ કર્યું છે તો આપણાથી એથી ઓછું કેમ થાય, એવા પડછા લઈ શક્તિ વગર ઘણા જણ તણાઈ મરે છે અને એક બે દિવસનું વ્યાળુ કરાવી પોતાનાં છોકરાંને માટે દુખનાં ઝાડ વાવે છે, તથા લેણદારના ઓશીઆળા અનાવે છે. આમ થવાનું મુખ્ય કારણ નાતનું બંધારણ પોલું છે. નાતનો ધારો કે કાયદો નથી. નાતમાં એક રીવાજ નથી. નાતના લોકો ભવિષ્યનો વિચાર કરતા નથી. નાતના લોકો કરજના ડુંગરનું માપ કાઢવાની કે દેવાના દુખની ગણતરી કરવાની તસ્દી લેતા નથી. નાતના લોકો દુર્બળ સ્થીતિમાં આવતા જાય છે તેની કોઇને કશી કાળજી નથી એટલુંજ નહિ પણ નાતનો કોઈ આગેવાન નથી હોતો તેથી તેની ઘટિત ગોઠવણ થઇ શકતી

નથી. આવડી મોટી નાત છે છતાં તે નાત પટેલ વગર ચાલી શકે છે એ ઘણું ખુશ થવા જેવું છે. નાતમાં કોઇ મુખ્ય પટેલ ન હોય એ ઘણું પસંદ કરવા સરખું છે કેમકે જો નાતનો કોઈ પટલ હોય તો નાતના ઘણા વિભાગ પડી જાય, ખોટો મમત વધી જાય અને તેથી નાતની ખરાબી થાય. માટે મારો વિચાર છે કે નાતમાં કોઈ આગેવાન ન હોય એ તો ઘણું સારૂ પણ મારૂં આટલું તો કહેવું છે કે નાતના ખર્ચના અમુક નીયમ તો હોવાજ જોઇએ. આખું બ્રહ્માંડ જેમાં આપણે અને આપણા જેવી અનેક વસ્તુઓ ભરાઇ રહી છે તે પણ નિયમસર ચાલે છે તો આપણા હમેશના સુખના સાધનના નીયમો કેમ નહિ હોવા જોઇએ. નાત અમુક કાયદા કરે અને તે જો સંપથી પળાય તો દરેક જણને પોતપોતાના પ્રમાણમાં સરખો ફાયદો છે માટે મારી ભલામણ છે કે પ્રથમ સખત કાયદા કરવા જોઇએ અને તે દૃઢપણે પાળવા તથા પળાવવા જોઇએ.

મરણ ગમે તેવું કારીતું થયું હોય, મરનારના ઘરમાં લોહીની છોળો ઉડતી હોય, તેને ઘેર રાંધ્યાં ધાન્ય રહ્યાં હોય, આખો દહાડો તથા રાત રોકકળ થતી હોય, છાતી ફાટે તેમ રાત દહાડો છાજીઆં લેવાતાં હોય અને એ દુખથી દુશ્મન પણ ગળગળો થતો હોય, તેવે ત્રાસદાયક વખતે નાનાં મોટાં વીવાહની માફક ખોડાં માથાં કરી જમવા બેસે એ ઓછું ત્રાસજનક નથી. એ ઘણું લજ્જામણું અને નીર્દય કામ છે. ગીધ, સમડી વગેરે મુડદા ઉપર બેસે તેના કરતાં પણ એ ભુંડું છે. શોક સમયે શોખ સંભવેજ કેમ? આટલા માટેજ શાસ્ત્રમાં પ્રેતાન્નને નિષેધ ગણેલું છે. શાસ્ત્રે ઉઘાડી આજ્ઞા ન કરી તો તેને નિષેધ કહી ધિક્કારી કાઢયું ત્યારે આપણે તેને શામાટે ઉંચા પ્રકારનું માની જમણવાર ગણી રાજી થતા જમવા બેસવું. આ રીવાજ એકદમ બંધ કરવો બની શકે તેવું નથી તોપણ મારી ભલામણ છે કે તેની હદ બાંધવી. અને એ હદ ઓળંગાય નહી તેને માટે નાત સમસ્ત અથવા ગામ સમસ્તની મરજીમાં આવે તેવો બંદોબસ્ત કરવો જોઇએ.

ત્રાહીતના મરણ પ્રસંગે સેલુ પાઘડીઓ આપવી પડે છે. કદાપિ ચતુર માણસો હોય છે તો તે તે પ્રસંગ જવા જઇ કેટલીક મુદતે મરણનો કેટલોક વિસારો પડયા પછી લેવા ચુકતા નથી. આ રીત કેવી અને કેટલી ઘાતકી અને અણસમજ ભરેલી છે. કારી મરણનાં સેલુ પાઘડી શામાટે આપવાં કે લેવાં જોઇએ. સેલાં પાઘડીનો વ્યવહાર ઉછીના વ્યવહાર સરખો છે. કોઇને ઓછું અને કોઇને વધારે અરસ્પરસ આપવું પડે છે તો જો કા-

ઢી નાખવાનો નાતનો વિચાર થાય તો તેથી નાતના વભાને કે મોટાઇને કશી હાની પહોંચે એમ નથી. એવે પ્રસંગે ઉલટો દુઃખમાં ઘટાડો થશે. સગામાં નજીવી બાબતને માટે ઉંચાં મન થતાં અટકશે અને જેને ઘેર મરણુ થયું હશે તેના દુખમાં એક પાળી ઓછી વાગશે!

ઘરડા કે આધેડના મરણ પાછળ હમણાં હમણાં લોટા, પ્યાલા વગેરે વાસણો આપવાનો રીવાજ નિકળ્યો છે. કેટલેક ઠેકાણે તો કીમતી વાસણ અપાય છે. આ વગર કારણનું ખર્ચ છે. એથી કશું વધી જતું નથી પણ દેખાદેખી આખા દેશમાં ખર્ચનો વધારો થવા લાગ્યો છે. વાસણો આપવાથી મોટાઈ વધતી નથી અને કદાપિ વધતી હોય તો ભલે પણ જે નથી આપતા તેની ઘટતી નથી. જે આપે છે તેને વધારે માન આપે છે અને નથી આપતા તેને ઓછું માન મળે છે તેમ નથી. બધા સમજે છે કે જેને મળે છે તે અને ફોકટ જશના ભૂખ્યા છે તેજ એવાં ખર્ચ કરે છે. પણ એ એટલેથી અટકતું નથી પણ તે ચેપીઆ રોગની પેઠે ધીમે ધીમે બધે પસરે છે. ગરીબ લોકો પણ એ કરવુંજ જોઈએ એમ સમજે છે તેથી બિચારા પોતાની શક્તિ નહીં છતાં નાહક તણાઇ મરે છે માટે એ રીવાજ જરૂર અટકાવવો જોઇએ.

વાસણ આપવાનો રીવાજ એટલાજ માટે અટકાવવો જોઈએ એમ નથી પણ તેનું એક મજબુત કારણ મારી નજરમાં આવે છે. એવાં વાસણ આપવાનાં હોય છે તે બધાં એક સરખાં હોતાં નથી. તે કદમાં તથા કીમતમાં નાના મોટી હોય છે અને તે સગાઇના સંબંધ ઉપર આધાર રાખી આપવામાં આવે છે. એ વાસણો ઘણુંકરીને શરવણીને દિવસે આપવામાં આવે છે. ઘણા પાસેના સગાને મોટું અને જરા દુરના સગાને નાનું એમ ચડતા ઉતરતી એકજ વખત એકજ જગા ઉપર સેંકડો માણસોની સમક્ષ તે આપવામાં આવે છે. સગાને પોતાને ઘેર તેડવા સારૂ ચીઠીઓ લખતી વખત આવો તફાવત રાખવામાં આવતો નથી—જમાડતી વખત તફાવત રાખવામાં આવતો નથી, અને તેમની મેમાનગત કરવામાં પણ એ તફાવત રહેતો નથી, ત્યારે આ ધૂળ જેવી બાબતમાં તફાવત બતાવી ઓછા વત્તાપણું બતાવવું એ ખરેખર નીચું જોવા જેવું છે. એટલુંજ નહિ પણ સેંકડો માણસ વચ્ચે લેનારનું અપમાન કરવા જેવું છે. એ રીવાજ એટલા બધા માણસો વચ્ચે આપનાર લેનાર બેઉને એબ લગાડે છે. માટે તે જરૂર બંધ કરવો જોઇએ.

કાણુમોકાણુનો રીવાજ દિનપ્રતિદિન વધતો જાય છે. સગો અથવા સ્નેહી ગુજરી જાય તો તેને ઘેર તેનાં વહાલાં જાય અને તેને એવે દુઃખને પ્રસંગે દીલાસો આપે તેમાં ઘણું ડહાપણ છે; પણ પાટીદારની નાતમાં તે દીલાસો આપવાને બદલે દુઃખમાં વધારો થઇ પડે છે. ઊંચા કૂળના સારા ગૃહસ્થને ઘેર દીકરી પરણાવી હોય અને તે દીકરીના બાપ દાદા જો કે ગરીબ હોય તોપણ નામજાદા હોય તો તેના પૂરા ભોગ લાગે છે. કેમકે કૂળવાન ગૃહસ્થ એને ઘેર મોકાણે જતાં દશ પંદર વેન વગર જાય તો તેથી તેની આબરૂને હીંણુપદ લાગે અથવા ખોટું દેખાય. આવાં પંદર પંદર વેન ચાર દીકરીઓને સાસરેથી આવનાર હોય અને દરેક ઠેકાણાના પોણોસો પોણોસો માણસો હોય તો પેલા ઘરધણીની શી વલેહ ! તેનો કોઈ વિચાર કરતું નથી. ફક્ત ફોકટ મોટાઇની ખાતર પોતાના સગાને ઘેર ખર્ચ, હેરાનગતી અને દુઃખ વધારવામાં આવે છે એટલુંજ નહિ પણ પોતાની જોડે જે માણસો લઇ જાય છે તેમનો કામ ધંધો ચુકે છે તથા બૈરાં છોકરાંને અનેક પ્રકારની આપત્તિ વેઠવી પડે છે. પોતાને ખર્ચ કરવું પડે છે અને બીજાને ખર્ચ કરાવે છે. પોતે ઉદ્યમ ચુકે છે અને બીજાનો ચુકાવે છે. ચોમાસા કે શીયાળામાં ઘણી આપત્તિઓ વેઠવી પડે છે. દરેક જણને આ બાબતનો સારો અનુભવ હોય છે છતાં તે સુધારો કરવાને બદલે દર રોજ નવું નવું કાંઇ કાંઇ પણ વધારતાજ જાય છે, માટે એમાં ઘટારો કરવો જોઇએ. જેની જરૂર નથી તે કરીને સગાને હેરાન કરવા, પોતાના નોકર ચાકરોને કે ગાડીતોને દુખમાં નાખવા, જાનવરોનો મરો કરવો, અને ઘરનાં કે માગ્યા મળે તો ભાડે લાવી વેન જોડવાનું ખર્ચ કરવું એમાં કશી શોભા નથી. આપણા લોકો એમાં શોભા સમજે છે તો શું બીજી નાતોવાળા બેવકુફ છે કે એ શોભા લેવા મહેનત કરતા નથી ? દરેક જણ આબરૂ અને શોભાનું ભુખ્યું હોય તોપણ સૌ રીતસર ચાલે અને જે હમેશને માટે નભે તેજ ખરી શોભા છે

આવે પ્રસંગે વળી સુખડીના લાડુ આપવાનો ચાલ છે એ ચાલ ઘણો હલકો છે. પાટીદાર આબરૂદાર ગણાય છે, પાટીદાર બીજી નાતો કરતાં એવી બાબતમાં ચડીઆતા ગણાય છે. બેચાર લાડવા મળ્યા ન મળ્યા તેની દરકાર કર્યા વગર જો ચલાવવામાં આવે તો ઘણું સારૂ છે. એથી શોભા ઘણી ઘટે છે. માટે મારી સુચના છે કે એ રીવાજ તદન બંધ કરવામાં આવે તો ઘણું સારૂ.

આ બધા ઉછીના વેવાર જેવું છે પણ ગરીબ માણસો બીચારા કચરાઇ મરે છે. ઘણાને ઉપર આભ અને નીચે ધરતી સરખું હોય છે તો પણ નાતમાં લાજ જાળવવા કરવું પડે છે. કેટલીકવાર એવું બને છે કે ઘરમાં નાનાં બે ચાર છોકરાં હોય છે તેમનું વિધવા થએલી બાઇને પોષણ કરવાની મુશ્કેલી પડે છે તોપણ કોઇ રીતે ખરચ કરવું પડે છે. ગામમાં ઘર નહિ અને શીમમાં ખેતર નહી અને કોઠીયો ખાલી હોય છે તો પણ તેને ખર્ચ કર્યા વગર ચાલતું નથી, તેથી તે નીસાસા નાખતા નાખતા ખર્ચ કરી છેક પાયમાલ થઇ જાય છે, અને ઘરમાં દોહીલું પડવાથી તેનાં છોકરાં પરણાવતાં તેને ઘણી હરકત પડે છે. કેટલાંકનાં તો છતી વસ્તીએ ઘર ઉઠી જાય છે. નાતમાં સઘળાની સ્થીતિ સરખી હોતી નથી અને એવા સુધારા એક બે જણથી થતા નથી માટે તે નાતસાઈ થવા જોઇએ. નાત ધારે તે કરી શકે. નાત સરકારના કાયદાથી પણ અધિક કરી શકે છે. માટે નાતે એવી ઝીણી ઝીણી બાબતોના પાકે પાયે બંદોબસ્ત કરવા જરૂરના છે.

ઉપર કહ્યું તેવું મોટું ખર્ચ એક જણ કરે અને કોઇ પ્રકારે પોતાની આબરૂ સાચવે પણ એવુંજ ખરચ કરીને તેનાં છોકરાં તેની આબરૂ સાચવશે કે નહિ તેનો મોટો શક રહે છે. કદાપિ તે કરજ કહાડીને અને દુઃખ વેઠીને પોતાની આબરૂ ભાગી તુટી જાળવે તો તેનાં છોકરાંતો જરૂર નહિ સરખાંજ થઈ જવાનાં. આ પ્રમાણે એક બે પેઢી ચાલ્યું એટલે તેને નાણું ધીરનાર મળતું નથી તેથી તેની ગરીબાઈ જણાઈ આવે છે અને આખરે તેના ઘરની નાનમ પડી જાય છે. એ નાનમનું પરિણામ એ થાય છે કે આબરૂદાર પાટીદારોમાંથી તેનો એકડો નિકળી જાય છે અને આખરે તેને કન્યા સરખી પણ મળવી કઠણ પડે છે. અવિવેકી ખર્ચનું કેવું પરિણામ !

પોતાના ભાઇઓની પડતી આવતી જોઇ કોને વિચાર નહિ આવશે? સારામાં સૌનો ભાગ છે. ભાઇ ઉજળા તો આપણે ઉજળા એવી અનાદી કાળથી કહેવત ચાલે છે તો દરેક જણે એમ વિચારવું જોઇએ કે દિવસ પછી રાત અને રાત પછી દિવસ અનુક્રમે ચાલેજ છે. ચડતી અપડતી એક બીજા સાથે જોડાયલાં છે. કોઇ માણસે એમ વિચાર નહિ કરવો જોઈએ કે આપણો વખત કોઈ દહાડો એવો નહિ આવે. રાવણ અપાંડવ જેવા મહા બળિયા રાજાઓને દુઃખ પડયાં, તેમની સ્થિતિ બ-

દલાઇ, કરણ જેવા દાનેશ્વરીને પણ ખર્ચનો વિચાર હતો, કુબેર જેવો અખૂટ ભંડારનો માલિક પણ જોઇ વિચારીને ખર્ચ કરતો. તો આપણુ શી ગણુતરીમાં? પૈસો, કુળ અને આગળની આબરૂના મદમાં અંજાઇ નહિં જતાં દરેક જણે પોતાની નાતના સુખને માટે વિચાર કરવો જોઇએ. દરેક વસ્તુનો ક્ષય થાય છે પરંતુ કેટલીક સંપ વડે ચલાવેલી ઘણીવાર ટકે છે, માટે સંપથી અને વિવેકથી ચાલવાથી ઘણો લાભ છે.

આ મહાભારત સુધારો કરવાનો આધાર બાર ગામના પાટીદારો ઉપર રહે છે. બાર ગામવાળા જો એનો વિચાર કરે તોજ નાના ગામવાળાને સુખ થાય. આજકાલ બારગામવાળા પૈસે ટકે, વિદ્યામાં, વિવેકમાં, વિચારમાં અને ડહાપણુમાં નાનાં ગામ કરતાં ચઢીયાતા જણાય છે. માટે તેમને માથે આ બોજો છે. તેમણે આ કામ પાર પાડવા મહેનત કરવી. અલબત તેમાં તેમને પોતાના પગ ઉપર કુહાડો મારવા સરખું છે. તેમ તેમણે યાદ પણ રાખવું જોઇએ છીએ કે કુવામાં હશે તો હવાડામાં આવશે. જીવ હશે તો બોલશે. નિર્જીવ હશે તે કાંઇ બોલી શકતું નથી. સ્વાર્થ આગળ માણુસ કેવળ આંધળું થઈ જાય છે. જ્યાં સ્વાર્થનું જોર વધારે, ત્યાં પરમાર્થ ભૂલી જવાય છે. પણ એ નક્કી છે કે સ્વાર્થમાં પરમાર્થ રહેલો છે. પરમાર્થ થશે તોજ સ્વાર્થ સધાશે. માટે હરેક જાતનાં ખર્ચ ઘટિત લાગે તે પ્રમાણે ઘટાડી તેના નિયમ કરી તે નિયમ પાકી રીતે અમલમાં લવાય તેવો બંદોબસ્ત કરવો જોઈએ. એમાંજ બાર ગામવાળાની મોટાઇ છે. અને એમાંજ એમની ભલમનસાઇ છે.

નાના ગામવાળાઓને ખર્ચમાં તણાઇ મરવું પડે છે અને તેમની બારે માસની તાઢ, તડકો અને વરસાદ વેઠીને કરેલી મહેનતનું ફળ તેમનાં છોકરાં બિલકુલ ચાખવા પામતાં નથી. તેમની મહેનતે કુળવાન કલ્લોલ કરે છે અને પેલા બિચારા ગરીબના ગરીબજ રહે છે. સુખમાં દરેક માણુસનો સરખો હક છે, સૌને સુખ ભોગવવું ગમે છે, સૌને પૈસો વહાલો છે. પરંતુ નાના ગામવાળા કેટલીક અણુસમજથી અને કેટલીક દેશાચાલની કઢંગી રૂઢીને લીધે ખર્ચ કર્યા કરે છે. એકવાર કર્યા પછી તે પાછળથી પસ્તાય છે. પણ પાણી પીધા પછી ઘર પૂછવામાં માલ હોતો નથી, તે પ્રમાણે ચાલ્યાજ કરે છે. એ નિયમ છે કે એકવાર 'ખોટું કરે તો તે ઉઘાડું' ન પ, માટે અનેક ખોટાં કરવાં પડે. નાના ગામવાળા બધાએ સમજે છે કે આપણે આટલું આટલું કમાઇએ છીએ તોપણુ આપણી પાસે એક દમડી હે,

તી નથી એ ઠીક નથી પણ શું કરે રીવાજ પડયો એટલે તે ને તે ચાલે ચાલ્યા વગર તેમનો છૂટકોજ નથી.

નાના ગામવાળા આટલું ખર્ચ કર્યા છતાં જરા પણ ગણતરીમાં ગણાતા નથી. મોટા ગામવાળા તેમના ખર્ચનું કાંઇ લેખું કરતા નથી. અને ઉલટા તેમને કણબી કહી કુટી મારે છે. નાના ગામવાળા ખર્ચ કરી ખૂવાર થાય છે, ત્રણસેં ને સાઠ દહાડા તેમના કર્મમાં મહેનત ઉભીજ રહે છે, અને પોતાનાં મોટાં મોટાં ખર્ચ છતાં ઘણાકના છોકરાઓને કન્યા સરખી પણ મળતી નથી. આ દુ:ખ કાંઇ ઓછું નથી. આમ ઘણા દહાડા ચાલવાથી નાનાં ગામ ધીરે ધીરે નાશ પામવા લાગ્યાં છે. ઘણી વસ્તી હોવાથી તે આપણા જાણવામાં આવતું નથી, પણ જો બારિકીથી જોઈએ તો આપણી ખાતરી થયા વગર રહેશે નહિ.

નાના ગામવાળા હમેશાં એવા અવિચારી રહેશે એમ મોટા ગામવાળાએ માનવું નહિ. ઊંટ કરશે ઢેકા ત્યારે માણસ કરશે કાઠડા. ભુખ લાગે છે ત્યારે કુતરૂં પોતાના બાળકને ખાવા માંડે છે તેમ જરૂર પડશે ત્યારે નાના ગામવાળા માંહોમાંહે સંપ કરશે. તે વખત તેઓ પોતાની આબરૂને વળગી નહિ રહે, કેમકે જેમ જેમ જમાનો બદલાતો જશે તેમ તેમ ઘર બાળીને તીર્થ કરવાના વિચાર જતા રહેશે. એવે વખતે મોટા ગામવાળાને પસ્તાવું પડશે. હાલ તેઓ એમ સમજે છે કે ભલે નાના ગામવાળા માંહોમાંહે પોતાનો બંદોબસ્ત કરે. તેમનામાં દમ ક્યાં છે કે તે તેમ કરી શકે. તેઓને અમારા વગર ચાલવાનુંજ નથી. આવા વિચાર ભૂલ ભરેલા છે. જ્યારે પૃથ્વીમાં ઘણી જાતના ક્ષારનું જોર વધે છે, ત્યારે ધરતીકંપ થાય છે, અને કેટલીક વખત જ્વાળામુખી પર્વત બહાર નિકળી આવે છે. આ બોલ વાંચનારને જરા કઠણ લાગે તેવા છે, પણ હું ધારૂં છું કે વાજબી છે, કેમકે ઘણીવાર એમ બને છે કે નાના ગામવાળો મોટા ગામમાં દીકરી પરણાવે છે તે વખત તેના હરખનો પાર હોતો નથી. લોકોમાં તેની આબરૂ વધેલી મનાય છે, તથા ગામના બૈરાં વડીક તેણે સારૂં કર્યું કહેછે, અને તેણે સારો સગો વોહોર્યો તેથી ગામલોક ગામની શોભા પણ ગણે છે. પણ તે બધું લાંબી મુદત સુધી ટકતું નથી. મોટા ગામના કેટલાક એવા સગા પાછળથી પોતાના કુળના તેજમાં નાના ગામવાળાને તાણી જાય છે, તેને પોતાના કણબી કરતાં પણ હલકા ગણે છે, કેટલીકવાર વેવાણો તરફથી ખમાય નહિ તેવા બોલ સાંભળવા પડે છે, અને કોઇ કોઇ વાર તો કન્યા દેનારને મરવા સ-

રએ બારિક વખત આવી ચડે છે! આ વાત ખોટી નથી. તેના ઘણા દાખલા મોજુદ છે. જ્યારે આવું થાય ત્યારે પેલા નાના ગામવાળા પાટીદારની શી ફજેતી! મોટા ગામવાળા ફોકટ અભિમાન રાખી ગરીબ માણસોને કનડે તે ક્યાં સુધી નભે! તેમાં તેમની લાયકી શી? સારા સગાને સોધવાનું પછી શું કારણ રહ્યું? નાના ગામવાળો મોટા ગામવાળાને ત્યાં દીકરી દીધા પછી કેટલેક ઠેકાણે માન આવકાર સરખો પણ મળતો નથી અને મોટા ગામવાળો તેને ઘેર જાય ત્યારે પેલો બીચારો એમની તબીયત ઉઠાવીને મરી જાય. આ બધો તફાવત શો! ભાઇઓમાં આટલું બધું અંતર શું? બધાં અવયવ સાજાં, સારાં અને શણગારેલાં હોય છે ત્યારેજ શરીર સારૂં દેખાય છે, તેમ જો આપણા ન્યાતી ભાઇઓને આપણે તરછોડી કાઢીશું, આપણા સગાનો કાંઇ આદરભાવ ગણીશું નહિ તો તેઓઆ દહાડા છાજશે નહી માટે દરેક મોટા ગામવાળા ગૃહસ્થને ઘટીત છે કે તેમણે નાના ગામવાળાનો માન મર્તબો સચવાય તેમ કરવું જોઇએ. કેમકે મોર હમેશાં પીછાંથી રળીઆમણો લાગે છે.

ખરચમાં ઘટાડો નહિ થાય, નાના ગામો ઉપર મોટા ગામનો માર જારી રહેશે, વરસ વરસને ખાતું આવે છે તેમ આવશે, લોકોમાં ધીરધાર કમી થશે અને અધીરાઇ વધશે, સરકારના આખા દેશને લાગુ પાડેલા કર આપણા પર લાગુ રહેશે, દિવસે દિવસે નવાં નવાં તીતંગ વધતાં જાય છે તેમ વધવા દઈશું, અને આપણે માંહોમાંહે સંપ નહી કરીએ તો આપણામાંથી જેટલાં નાનાં ગામવાળા છે તેમની પહેલી ખરાબી છે, કેમકે તેમને સરકાર સલામી ભરવી પણ મુશ્કેલ પડશે, અને આખર સરકારી મોસલ બારણે આવવા લાગશે. જ્યારે સરકાર આપણામાં કાંઇ સુધારો થતો જોશે નહિ, આપણ ક્ષય રોગથી અંદરથી ખવાતા જઇશું, અને સરકારના દામ પુરા કરવાની શક્તિ ધીમે ધીમે કમી થતી સરકારના જાણવામાં આવશે ત્યારે જે સરકાર હાલ કહેછે કે અમે તમારા સંસારી કામકાજમાં વચમાં પડવા ખુશી નથી તે સરકાર પોતાનું હિત પ્રથમ તકાસીને આપણા કામમાં હાથ ઘાલશે, આપણને નાથવતી પકડી તેમની મરજી પ્રમાણે ચલાવશે, અને હમેશને માટે કબજે અને નીયમસર રાખવા સારૂ હાથીને જેમ અંકુશ હોય છે તેમ આપણે માટે કાયદાનો અંકુશ રાખશે એમાં જરાપણ શક નથી. અને સરકારને કદાપી એમ કરવાની ફરજ પડે તો તેમાં તેમનો દોષ કાઢવાનું આપણને એક પણ કારણ મળનાર નથી.

કેમકે તે તો પોતાના પ્રતિનિધિની મારફત આપણને જરૂરની સમજુત આપવા આપણી રૂબરૂ તૈયારજ છે. આપણે ગુજરાતના રહેનાર છીએ તે-થી તેની કહેવત પ્રમાણે "આગુસે લાત ઓર પીછુસે બાત', એવું જોવા-નો વખત ન આવે માટેજ આ પ્રસંગે કાંઇ પણ સારૂ થાય એવો વિચા-ર કરવો જોઇએ છીએ. વિચાર કરી હવામાં ઉરાડી દેવો અને નાહક હા-લનાં કરતાં વધારે ફજેત થવું તેના કરતાં મુંગા બેસી રહેવું ડહાપણ ભરે-લું છે માટે જે કરવું તે દૃઢપણે પાળી શકાય તેવું કરવું જરૂરનું છે. વારે-વારે ઠરાવ કરવા અને તે ઢીલા મુકી લોકોમાં હાંસી કરાવવી એ કેવળ અ-વિવેક છે.

જેવાં માબાપ તેવાં છોકરાં નીવડવાનો કુદરતનો નીયમછે. સારા ઘરની કન્યાવડે ઘરનો વિવેક વખણાય છે. છોકરાં ડાહ્યાં વિવેકી અને લાયક નિવડે છે. એજ જો સારો ઠરાવ થાયતો મોટામાં મોટો લાભ છે. કેમકે મોટાં ખર્ચ અને મોટીમોટી વાત તે સૌ આબરૂ વધારવાને માટેછે. બીજું ખર્ચ ઘટવાથી સૌને સરખો લાભછે. કદાપી મોટા ગામવાળાને તરત લાભ નહિ દેખાયતો જ્યારે તેમને ખર્ચ કરવું પડશે ત્યારે પ્રમાણમાં લાભ થયા વગર રહેશેજ નહિ,

મોટા ગામવાળા ઘણી વખત પોતાની મોટાઈ હાથે કરીને ખૂએ છે. તેઓ એક ઉપર બીજી અને બીજી ઉપર ત્રીજી એમ પરણે છે. આ એક મોટામાં મોટી ભુલ છે. જરૂર વગર બીજી સ્ત્રી કરવી એ કેવળ અ-ઘટિત છે. તેથી ત્રણ પાપ થાય છે. પેહેલું એ કે પહેલી સ્ત્રીનો નીસાસો લેવો. બીજું બીજી અથવા ત્રીજી સ્ત્રીનો ભવ બગાડવો. અને ત્રીજું એ રીવાજથી કન્યાની અછત થાયછે ને તેથી ઘણાં કુટુંબોનો નાશ થાય છે. આ રી-ત ઘણી ખરાબ છે માટે તેનો કાંઇક બંદોબસ્ત થાય તો ઠીક.

આગળ કહ્યું તે પ્રમાણે નાતનો સુધારો કરવો ઘણે દરજ્જે બાર ગામના પાટીદારોના હાથમાં છે. એમ સાંભળવામાં આવ્યું છે કે તેઓ પોતાના પે-ઠ ઉપર પગ દેવા ખુશી નથી. ઘણે ઠેકાણે વાત ચાલે છે કે ડાકોરમાં ભલે ભેગું થાય. ભલે ગમે તેવા ઠરાવ થાય. પણ એ ઠરાવ અમલમાં લાવવા અમારા હાથમાં છે. આ વાત ખરી હોય, મોટા ગામવાળા ભલે હઠ લેવા-ના હોય અને નાના ગામવાળાના હાથ પગ બાંધી તેમની પાસેથી નાણું ઓકાવવાની તેમની મરજી હોય. પણ તે વાત હવે ઘણા દહાડા ચાલે તેમ સંભ-વતું નથી કેમકે નાના ગામવાળા પોતાનું ખરૂં દુખ હવે સમજવા લાગ્યાછે. તેમને નડતી હરકતો દુર થાય તેમ કરવા તેઓ ઘેર ઘેર વિચાર કરવા લાગ્યાછે.

તેઓ મોટા ગામમાં કન્યાઓ આપી ખરાબ થઈ પોતાનાં ઘર ઉજડ કરતા અટકવાનો વિચાર કરવા લાગ્યા છે, એટલે મોટાં ગામ વાળાની હઠ ઝાઝા દહાડા નભે તેમ લાગતું નથી, માટે મોટા ગામવાળાઓએ આગ લાગ્યા પહેલાં કૂવો ખોદવો જોઇએ છીએ. કદાપી નાના ગામવાળા પોતાના લાભની ગોઠવણમાં ફાવી શક્યા તો મોટા ગામવાળાને હરકત પડ્યા વગર રહેશે નહી અને તેમનો એકવાર બંદોબસ્ત થઇ જશે તો પછી નાના ગામવાળાનું મન સંપાદન કરવા તેઓને કોશીસ કરવી પડશે તો તેનું પરીણામ સારૂ આવશેજ નહી, કેમકે નાના ગામવાળા હવે હમેશને માટે જડ જેવા રહે એમ લાગતું નથી.

આગલા પાનાંમાં આપણા ઉપર ખર્ચનો અઘટિત બોજો પડે છે તેને લગતી કેટલીક સૂચના કરવામાં આવી છે. દરેક પાટીદાર કબુલ કરે છે કે એ બોજો ભારે છે. ઘણા એમ કહે છે કે હવે તેનો અંત આવ્યો છે. કેટલાક એમ કહે છે કે વાર્યું નહિ કરે તો હાર્યું કરશે. કેટલાક એમ કહે છે કે ઘણું કરે તે થોડાને માટે. ઘણા જણ એમ બોલે છે તેનું કારણ એમ હોવું જોઇએ કે નાના ગામવાળા અને બાર ગામવાળા બેઉને હાલનો રીવાજ ઠીક નહિ લાગતો હોય. જ્યારે અંદરખાનેથી બધા એવું સમજે છે ત્યારે બધા એકઠા મળી જાહેરાંત રીતે સૌને અનુકુળ પડે તેવો ઠરાવ શા માટે નહિ કરવો જોઇએ? જેમાં સૌનું હિત છે તે સૌએ કેમ સંભાળવું નહિ? બધાને લાભ સરખો મળતો નથી, અને દુઃખ તો બધાને એકસરખું પડે છે ત્યારે તેનો શા માટે ઉપાય કરવો નહિ. અમુક કામ કરતાં પ્રથમ તો કઠણ લાગશે પણ પાછળથી તેનું પરિણાગ ઘણું સુખ કરતા થઇ પડશે. ઉજળું એટલું હમેશાં દુધ હોતું નથી. માટે દરેક જણે બિચાર કરવો જોઇએ.

મારા વિચાર પ્રમાણે નીચે લખેલી બાબતો ઉપર કાંઇક ધ્યાન અપાય તો ઠીક.

૧. પૈઠણ—આપણામાં પૈઠણ આપવા લેવાની અમુક હદ નથી તેથી લોકો ઘણા કનડાય છે. પૈઠણનું કદાપી નક્કી કરવામાં આવે તો છાની છપની રકમ આપવા લેવાનો ઠરાવ થાય છે તે બંધ થવું જોઇએ. પૈઠણની અમુક રકમ લેવાનો ઠરાવ થાય ને તે ઓછી પડે તો તે બદલ જણસ આપવા લેવામાં આવે છે. પૈઠણ કે જણસમાં વાંધો પડે છે, અને ઉઘાડી રીતે મગાતી નથી ત્યારે વર તોરણ થતો અટકાવી અમુક રકમ કઢાવે છે. તેમ નહિ તો લગ્નની તૈયારી થઇ રહ્યા પછી રૂપીઆ પાછા મોકલવાનું ડોળ

કરી હેરાન કરે છે. ફક્ત રૂપીઆ કઢાવવા સારૂ અનેક તરેહના મુદ્દા ઉઠેછે. માટે વિવાહ થયા પછી એવી જાતની કોઇપણ તકરાર ન ઉઠે તેવો ઠરાવ થવો જોઇએ.

૨. **વિવાહ.**—વિવાહ કરતાં પહેલાં બધી તરફથી બેઉ પક્ષવાળાએ પ્રથમ પાકો વિચાર કરવો, અને વિવાહ કર્યા પછી વરકન્યામાં પાછળથી કોઈ પણ જાતની ખોડખાંપણ આવે અને તે મહત્વની હોય તોજ વિવાહ ભાગવાની છુટ નાતને આપવી હોય તો આપે. સહેજ સહેજ વાંકું પાડી વિવાહ ભાગવો એ કેવળ અઘટિત છે. વિવાહ કરવો એ એક પ્રકારનું કન્યાદાન થયા સરખું છે માટે તેમાં વારે વારે ફેરફાર કરવામાં અવિવેક છે. જો દીકરીમાં ખોડ આવે તો તેને માટે ખાસ વિચાર કરવો જોઇએ. દીકરો ખોડવાળો થાય તેના કરતાં દીકરીના બાપને કાંઇક વધુ છુટ મળવી જોઈએ.

૩. **પેહેલું આણું.**—આણાં પાછળ ઘણી જાતની કનડગત થાય છે. તે પ્રસંગ સુધીમાં આપવાના અબાબ એટલા વધી ગયા છે કે તે આપનાર ભૂલે કે લેનાર ભૂલે. સુખડું, સોપારી, હઠ કરીને માગવું એ દીકરીના સસરાનું કામ નથી. સુખડું, સોપારી સાસુ સસરાના ખપમાં આવવા સારૂ મૂકવાનો રીવાજ નહી હોય તે તો માત્ર દીકરીના પોતાના ઉપયોગમાં આવે તેટલા માટે હશે. જેના ઉપર બીજાનો હક નથી અથવા જે માગવામાં વેવાઇની શોભા નથી તે હઠ કરીને માગવું તે છેક હલકું છે. છોકરાં નાનાં હોય તે વખતે એવી ચીજ ઘરમાંથી લેવાય કે મગાય નહિ તેટલા માટે એ ચીજ મુકવામાં આવતી હશે. આજના રીવાજ પ્રમાણે તો મૂળનો હેતુ બદલાઈ જઇ તે એક પ્રકારનો હક થઇ ગયો છે. એ હક વિચાર કરતાં ગેરવાજબી અને અવિવેકી જણાય છે.

**સગાં સહોદરના સાલ્લા**—વેવાણનો સાલ્લો કે સાડી અને તેમનાં સગાંના સાલ્લા આપવા લેવાનો રીવાજ કઢંગોછે. વહુ ઘેર આવે તેની પાસેથી તે ઘરમાં રહેતી થઇ ન હોય અને તેના સંસારની કમાણી શરૂ થઇ ન હોય તથા સાસુ સસરાનાઉપરજ જે વખત તેમનો આધાર હોય તે વખત તેનાં માબાપ પા-
... તથા એવાં બીજાં સગાંની સાડીએ
... ર કરી જોતાં અઘટિત લાગે છે. આ
... થોડે દહાડે મરદોમાં પણ દાખલ થશે.
... હેતી નથી. આ ચીજ પણ કેવળ
... ને જરૂર જેટલીજ આપવી જોઇ-

એ. તેને માટે હઠ કે હક હોવો નહિ જોઇએ. પણ એટલું તો હોવું જોઇએ કે દીકરીને તેની સાસુ નણંદની ચીજ વાપરવી પડે નહિ.

**ચાંલ્લાના રૂપીઆ.**—ચાંલ્લાની રકમ નાતે મુકરર કરવી જોઇએ. ઘણી વખત ચાંલ્લાની રકમ પતતીનથી ત્યારે તે કોઈ જરૂરને પ્રસંગે અટકાવીને લેવામાં આવે છે. લગ્ન થતી વખત કે તે પહેલાં જે રીવાજ શોભે તે લગ્ન થઇ રહ્યા પછી વર કન્યાને ફરજન થાય ત્યારકેડે પણ આપવા લેવાની ભાંજગડો ચાલે છે. ચાંલ્લો આપવા લેવાની નાતને કારણ પૂર્વક જરૂર જણાય તો તેનો આંકડો મુકરર કરવો જોઇએ, એટલે તેનો વાંધો ઝાઝા દહાડા ચાલે નહિ. જે વાત અનિયમિત હોય છે તેજ સગામાં વિરોધ કરાવે છે.

**અબાબ.**—આપણા લોકોમાં અબાબનું મોં માથું નથી. અબાબ કેટલા, કોના કોના અને કેટલી રકમના તેની કશી નોંધ નથી, તેથી નજરમાં આવે તેટલા તે માગે છે. રકમનો તો કશો આંક હોતો નથી તેથી લેનારનું મન રાજી થાય તે પ્રમાણે માગવામાં આવે છે પણ કોઈ ઠેકાણે એવું ભાયગે બને છે કે, આપનારે આપ્યું તેજ લઈ રાજી થવું. અબાબ શા માટે દાખલ થયા હશે અને જ્યારે નવા દાખલ થયા હશે ત્યારે આટલા બધા હશે કે નહિ તે કહી શકાતું નથી. કદાપિ તે ફક્ત નાનાં છોકરાંના હાથમાં આપવા લેવાના વિવેક ઉપરથી વધી આટલે સુધી આવ્યા હશે. કાંઇ કારણસર અમુક માણસ પોતાના મિત્ર કે સગાને ઘેર જાય અને તેને ત્યાં નાનું બાળક હોય તો તેના હાથમાં ખાવું લાવવાનું કહી વિવેકની ખાતર કાંઈક મૂકે છે, તે પ્રમાણે કદાપી આ રીવાજ આપણામાં દાખલ થયો હોય, વળી એકજ ગામમાં વરકન્યા પરણાવવાનો રીવાજ નહિ હોવાથી પરગામથી જ્યારે સગાં આવે ત્યારે તે પાસેના સગા અને મેમાન હોવાથી તેમની વટેશર્ર તરીકે કાંઈક આપવાના હેતુથી પણ વખતે તે દાખલ થયો હોય. પણ આતો છેક આભ ફાટયું હોય તેમ થઇ ગયું છે. માટે તેની હદ બાંધવી જોઇએ. અમુક ચીજ હક કરી તેની માગણી કરવી અને તે ન મળે તે તેનું પરિણામ પેલી નિરપદાધી દીકરીને ખમવું પડે એ [illegible] છે [illegible] માગવામાં આપણું ભુષણ હોય તેજ

**માટલીઓ.**—ફક્ત દૂરના [illegible]
વાનું કરી આપવું એ પહેલા દરજ્જા
ઘરડાઓએ આ રીવાજ દાખલ
વા મફતની માટીની માટલીમાં [illegible]

આજ માટલીઓનો મહિમા બેહદ વધી ગયો છે. જ્યારે ને ત્યારે વારતેહેવારે અને ટાંણે ટચકે માટલીની રીત નિકળી છે. અમુક ચીજ ખાવાને બહાને માગવી એ રીત કેવા પ્રકારની છે તે દરેક જણ સારી પેઠે જાણે છે. આપણા લોકો ખાસ જરૂરને વખતે પણ ઉઘાડું માથું કરીને ખાવા બેસતા નથી તે હિંડતાં ચાલતાં માટલી માગે એ કેવું નઠારૂં કહેવાય. કેટલાક પોતાના સગાને ત્યાં નોતરે કે કાણમોકણે જાય છે ત્યાંથી પાછા આવેછે ત્યારે તેમની પાસે રસ્તામાં કે ગાડીમાં ઘઉંના આટાની આભડ છેટ ઉત્પન્ન કરનારી ચીજથી બંધ કરેલું માટીનું વાસણ અને તે માંહે શેર બશેર ખાવું આપણે જોઇએ છીએ. આ રીવાજ કેવો છે? સારા ઘરનો માણસ જો કદાપિ માણસ સાથે ન હોય તો હાથમાં કે પાકીટમાં માટીના વાસણમાં થોડું ઘણું ખાવાનું લઈને આવે એ તેને શોભે. ખરૂં? વળી જેને ઘેર કારજ હોય તેને સેંકડો માણસોની માટલીઓ તૈયાર કરવામાં કેટલી હેરાનગતી વેઠવી પડતી હશે તેનો પણ વિચાર કરવો. જેમાં શોભા નથી, જેમાં લેનારને ઘણો લાભ નથી પણ આપનારને નુકશાન અને હેરાનગતી છે, જે લેવાથી લોકોમાં હલકું ગણાય છે, અને જેમાં ધર્મનો બાધ આવે છે તે આપણે કાં બંધ કરી શકીએ નહી.

છોકરાં પરણાવતાં પહેલાં અને તે પછી છેક બીજા આણા સુધી તથા વેવાઇના ગામ આગળ થઇને જેટલીવાર જાય આવે તેટલી વખત માટલીનો હક હમેશાં ઉભો હોય છે અને તે નથી આપતા તો તેનું મેહેણું અને દુભણ હમેશાં જારી રહે છે એ કેટલું ખોટું છે. જ્યાં ખાસ જરૂર હોય ત્યાંજ એ લાગો હોય તો ઠીક. પણ પળે પળે તે ઘટતું નથી. જેમાં શોભા હોય તે કરવું એ ઠીક છે પણ જેમાં હલકાઇ અને ધર્મ ભ્રષ્ટપણું રહેલું છે તે શામાટે બંધ ન કરીએ?

**કાણ મોકણ.**—આ રીવાજ ઘણો વધી ગયો છે. એતો દાઝયા ઉપર દામ છે. એ રીવાજ કમી થવો જોઈએ. એ કમી કરવાથી બેઉ પક્ષકારને અથવા આખી નાતને ઘણો ફાયદો અને ઘણી જાતનું સુખ છે. એ ફાયદા ગણાવવા અવિવેક ભરેલું ગણાય માટે તેનો સૌ વિચાર કરી લેશે એવી આશા છે.

**જાનના વેનો.**—જાનના વેનોની સંખ્યા જેમ બને તેમ ઓછી થવી જોઇએ. એથી બેઉ પક્ષને દેખીતો લાભ છે. જ્યાં રેલગાડી હોય છે ત્યાંથી લોકો તે રસ્તે થઈને જાય છે. જનાર પોતે પોતાના સુખને માટે એ

રસ્તો પકડે છે તે છતાં કન્યાના બાપના ઉપર તેનો બોજો પડે છે. અલબત વેન આવવાથી કન્યાના બાપને એ ખર્ચ થાત પણ તેની સાથે એમ ખરૂં કે વરના બાપને તેટલા વેનની ત્રેવડ કરવી પડત. સૌને ઘેર બધાં વેનની સવડ હોતી નથી એતો ઉઘાડુંજ છે ત્યારે રેલગાડીનો ખર્ચ એકલા કન્યાના બાપને શામાટે આપવો જોઇએ?

**જાનને વટેશરી.**—દૂરના ગામવાળા વટેશરી માગે છે. ખરી રીતે જોતાં વેવાઇને ઘેરથી નિકળ્યા પછી વરના બાપનો તે સંબંધી હક ઉઠે છે. પૈઠણ લઇ દીકરો પરણાવ્યો હોય તે વટેશરી માગવા બેસે તે બરાબર નથી. વટેશરીનું ખર્ચ વરવાળા પક્ષને માથે હોવું જોઇએ. આપણે કોઈને ઘેર મેમાન જઇ રહીએ અને બીજે દહાડે કાંઇ દુર ગામપર જવું હોય તો આપણા માર્ગનું ખર્ચ તેની પાસે માગી શકીશું? અને માગીશું તો કેવા દેખાઇશું? નજીવી બાબતને માટે ખોટા દેખાવવામાં શો માલ છે? કદાપી પાંચ દશ રૂપીઆ ખર્ચ થાય તો ખેર પણ તેટલા માટે સગાને નાહક પીડવો એ આપણી લાયકી કહેવાય નહિ.

**જાનની હાજરી.**—હાજરી કરાવવાનો રીવાજ વધી ગયો છે. પ્રથમ આપણામાં હાજરી કરવાનો રીવાજ હતો? એ રીવાજ આજ એટલે સુધી વધી ગયો છે કે હાજરીમાં જાનના જમણ જેટલું ખર્ચ થવા લાગ્યું છે. જુના રીવાજમાં કાંઇક ફેરફાર કરવાની જરૂર હતી, પણ તે આટલે સુધી નહિ. હાજરી વસવાયાં ભરી જાય છે તે બરાબર નથી. હાજરીની ચીજ કેટલીકવાર દૂરના ગામમાંથી લાવવાની હોય છે માટે તે વિવેકથી વરે તો ઠીક. મારા વિચાર પ્રમાણે સૌને અનુકુળ પડે તેવી ચીજો હાજરીને માટે મુકરર કરી હોય તો ઘણુંજ સારૂ.

**જાનમાં વસવયાં.**—ઘણીવાર એમ બને છે કે જાન કરતાં તફારીક માણસો ઘણા હોય છે. તફારીક માણસો વધારે લાવવામાં ઘણી શોભા માનવામાં આવતી હોય તો તે ભૂલ ભરેલું છે. એ શોભા નથી પણ ઓભા છે. અલબત જાનમાં કેટલાક એવા માણસની જરૂર છે પણ તેની હદ હોય તો ઠીક.

**દારૂખાનું**—જાનમાં દારૂખાનું તથા બંદુકો લઇ જવાનો રીવાજ છે. આપણા ઘર આગળ જે રીવાજ નથી, જે ચીજ સરકારે આપણી પાસેથી છીનવી લીધી છે તેને જો રહેવા દીધી હોય તો તે રાખવાને આપણે શક્તિવાન નથી ત્યારે તે ડોળ કરવામાં આપણને શો લાભ છે. પૈસામાં દેવતા મુકવો,

દુકોવાળાના અને તે ફોડનારના ઓશીયાળા થવું એ શા કારણને માટે? જે વેવાઇને ઘેર તમે જાઓ છો તે વેવાઇએ તો તમને ઓળખ્યાજ હોય છે. વળી એવી એકવારની ધામધુમથી ઓળખવાને બદલે તમારા હમેશના સદ્વર્તનથી ઓળખાઓ તો કેવું સારૂં? દારૂખાનાથી કેટલી વાર કેવા કીમતી જાનની ખુવારી થઇ છે તે કોનું અજાણ્યું છે? માટે એ બિલકુલ બંધ થવું જોઇએ.

**ભાગોળ ખર્ચ.**—આ ખર્ચ પ્રથમ કરતાં ઘણુંજ વધી ગયું છે. તમે ગમે તેટલું આપશો તોપણ લેનારને તે ઓછુંજ છે માટે તેની પણ હદ બાંધવી જોઇએ.

**ચાહ તથા ભાંગ.**—આજ કાલ આ નવો રીવાજ દાખલ થયોછે. આપણા લોકો ઘર આગળ હમેશાં ચાહ કે ભાંગ પીતા નથી તો વેવાઇને ઘેર તે માગવાં એ બરાબર નથી. ભાંગથી કેટલીક વાર શોભા ઘટે છે માટે તે બંધ થવાની જરૂર છે.

**અફીણ.**—સારે ભાગ્યે આ રીવાજ એની મેળે કમી થવા બેઠો છે, માટે એ સંબંધીનું ખર્ચ હવે બીલકૂલ નિકળી જશે તો હવે પછીની પ્રજા તમને જરૂર આશીશ દેશે.

**ઘાસ દાણા અને વેનને ઘી પાવાનો રિવાજ.**—આ બાબતમાં ઘણી વખત તકરાર થાય છે. ઘણાના રૂપીઆ લેવાય છે તેને બદલે જાનવરને ખવરાવવાનો ઠરાવ થવો જોઈએ. જેના ઉપર આપણે મોજ માણતા જઇએ તેને મોઢે સીંકી બાંધી તેના ખોરાકના આપણે રૂપીઆ ઘડીએ એ મહા પાપ છે. જ્યારે આપણે અવનવાં ભોજન જમવાનાં હોય ત્યારે તેમને દાણા સરખાએ ન મળે એ બરાબર નથી. વેનને ઘી પાવાનો કાંઇક બંધ હોય તો ઘણું સારૂં.

**માંડવો ચુકવવાની રીત.**—ઘણીવાર આ રીત કઢંગુ રૂપ પકડે છે, માટે તેના ખાસ ઠરાવ હોય તો નાહક ખોટી થવું પડે નહિ એટલુંજ નહિ પણ સૌને સુખે જલદી સુવાનું મળે, કેમકે લાંબી લાંબી ભાંજગડો કરી આખર તો ઠેકાણેજ આવીએ છીએ.

દીકરીને સાસરે વળાવતી વખતે ભારે કીમતની સાડી તથા કીનખાબ વગેરેનો ધાધરો કરવાનો ચાલ પડી ગયો છે તેને ધુધરીઓ બાંધવાનો છેક અધમ રીવાજ છે માટે તેમાં ફેરફાર કરવાની ઘણીજ જરૂર છે; કેમકે સો દોઢસોની સાડી પહેરીને દીકરી વહુને વારે વારે બહાર જવાનું હોતું નથી. વળી જરીઆનની એવી કીમતી સાડીઓ બરાબર સચવાતી નથી એટલે તે જલદી ખરાબ થઇ જાય છે.

સાડી તથા ઘાઘરો બેઉ તોલમાં એટલાં ભારે હોય છે તે ચૌદ પં-દર વરસની વગર રેવાયલી દીકરીને કેટલીક વાર પહેરવાની પણ કડાકૂટ પડે છે. ભારે લુગડું ઓઢેલું હોય છે તે ઝટપટ માથેથી ખશી જાય છે. સારી સાડી પહેરીને વહુ જતી આવતી હોય અને તે બાળાવસ્થામાં જરા બેભાન રહે તો તે અચાનક માથેથી ખસી જાય છે તે વખતે જેનું મો સરખું ઉઘાડું થવાનો રીવાજ નથી તેનું આખું માથું પણ ઉઘાડું થઇ ગએલું જણાય છે. આ પ્રસંગે સારા ઘરની દીકરી હોય તો તેને મરવા સ-રખું લાગે છે. ઘણે ઠેકાણે એ સાડીઓ વરસ દોઢ વરસે વેચવા કાઢે છે. જરીનાં લુગડાં એક બે વાર પહેરવા કે વાળવા બાંધવામાં આવે છે એટ-લે તેનો આવરદા અને કીમત અડધાં થઇ જાય છે તેથી તે વેચતાં સોના સાઠ ઉપજે છે, અને કોઇવાર ઘરાક નહિ મળવાથી તેને ખેરી ખાય છે, માટે એટલાં ભારે લુગડાં ન કરીએ તો ચાલે કે નહિ? પૈસાવાળાનું જોઇ ગરીબને પણ તેમ કરવું પડે એ ઘણું ખરાબ છે. કીમતી લુગડાં નથી ક-રતો તેનું ઘણું વગોણું થાય છે માટે સાડી ઘાઘરાને માટે બંદોબસ્ત કર-વાની અવશ્ય જરૂર છે.

કયા કયા ફેરફાર કરવાની અવશ્ય જરૂર છે તેનો કેટલોક ઈસારો ક-રીને હું માગણી કરૂંછું કે દરેક ગૃહસ્થે નાત સમસ્તનું હિત વિચારવું જોઇ-એ. આવા મોટા કામમાં માત્ર સ્વાર્થ ઉપરજ ધ્યાન આપવું એ બરાબર નથી.

નાતના ચાલતા રીવાજ શા માટે ફેરવવા તે સૌના જાણવામાં છે, અને તેનો કેટલોક ઇસારો મેં પણ કરેલો છે એટલે તેનું પુનરાવર્તન કર-વાની કાંઇ જરૂર જણાતી નથી.

દરેક કામમાં મતભેદ પડે છે તેમ આ બાબતમાં પડવાનો સંભવ છે. મેં તો માત્ર મારા વિચાર બતાવ્યા છે. મારા વિચાર પ્રમાણે કરવાને કોઈ બંધાયા નથી. કેમકે દરેક માણસ સ્વતંત્રપણે પોતપોતાના વિચાર આપી શકે છે. મારી વય કાચી છે અને મારો અનુભવ ઘણો થોડોછે એટલે કો-ઇ ઠેકાણે કાંઇપણ અઘટિતપણે લખાયું હોય તો માફ કરશો.

अणुभ्यश्चमहद्भ्यश्चशास्त्रेभ्यःकुशलोनरः ।

सर्वतःसारमादद्यात्पुष्पेभ्यइव षट्पदः ॥

( श्रीमद्भागवत् )

**અર્થ.**—ભમરા જેમ બધાં ફુલોમાંથી સાર કહાડી લેછે તે પ્રમાણે બુદ્ધિમાન માણસે નાનાં અને મોટાં સર્વ શાસ્ત્રમાંથી સાર કાહાડી લેવો. એ પ્રમાણે મારા લખવામાં કાંઇ સાર હોય તો કૃપા કરી લક્ષમાં લેશો.

સેવક

**ખુશાલદાસ ગોકળદાસ.**

---

અમદાવાદ આર્યોદય પ્રેસ.